# હિંદુસ્તાનની ભૂગોળ.

( પ્રશ્નોત્તરમાં )

ગુજરાતી ચોથા ધોરણવાળા વિદ્યાર્થિઓને

ખાનગી શીખવા સારૂ.

---

ડાહ્યાભાઈ જગજીવનદાસ મેહેતા

મુંબઈની ગોકળદાસ તેજપાળ એંગ્લો વર્નાક્યુલર

સ્કુલના આસિસ્ટંટ માસ્તરે

છાપી પ્રસિદ્ધ કરી.

---

સુધારો તથા વધારો કરેલી

( છઠ્ઠી આવૃત્તિ )

( સન ૧૮૬૭ના રપમાં આકડા મુજબ નોંધાવી છે ).

સુરત મધ્યે

કિલ્લાની સામું અબદુલ્લા બેગની હવેલીમાં

વિક્ટોરિઆ પ્રેસમાં ટેમુલજી બેહેરામજીએ

છાપી.

સન ૧૮૮૦

---

કિમ્મત ૩ આના.

# હિંદુસ્તાનની ભૂગોળ.

## ( પ્રશ્નોત્તરમાં )

---

સવાલ—છોકરાઓ બોલો તો આપણો હિંદુસ્તાન દેશ ક્યાં છે?

જવાબ—એ દેશ એશિયા ખંડની દક્ષિણ દિશા તરફ છે.

સ—હિંદુસ્તાન દેશનો આકાર કેહેવો છે?

જ—ત્રિકોણાકાર, એટલે ત્રણ ખૂણાના આકાર જેવો છે.

સ—હિંદુસ્તાનનું બીજું નામ શું, તે તમો જાણો છો?

જ—હાજી, એનું બીજું નામ ભરતખંડ.

સ—હિંદુસ્તાનનું નામ ભરતખંડ શા ઉપરથી પડ્યું?

જ—કોઇ ભરત કરીને મોટો રાજા થઇ ગયો તે ઉપરથી.

સ—હિંદુસ્તાનની ચતુર સીમા કહી જાઓ?

જ—ઉત્તરે હિમાલય પર્વત તથા તેની પેલી તરફ ટિબેટ દેશ; પશ્ચિમે અફગાનિસ્તાન તથા આરબી સમુદ્ર, દક્ષિણે હિંદી માહાસાગર; અને પૂર્વે બંગાળાનો ઉપસાગર, તથા તેની પેલી તરફ બ્રહ્મ દેશ છે.

સ—ત્યારે હિંદુસ્તાનની ચારે દિશાના કોણુની હદ પર શું શું આવેલું છે?

જ—વાયવ્ય કોણની હદ પર સુલેમાન પાહાડો તથા મોટી સિંધુ નદી છે; ઇશાન કોણની હદ પર મોટી બ્રહ્મપુત્રા નદી છે; અને નૈરૂત્ય તથા અગ્નિ કોણની હદ પર સમુદ્ર એટલે હિંદી માહાસાગર છે.

સ—હિંદુસ્તાનની ઉત્તરનો ટિબેટ દેશ હિંદુસ્તાનથી શાથી જૂદો પડે છે ?

જ—હિમાલય પર્વતથી.

સ—ત્યારે અફગાનિસ્તાન હિંદુસ્તાનથી શાથી જૂદું પડે છે ?

જ—સુલેમાન પાહાડો તથા સિંધુ નદીથી.

સ—હિંદુસ્તાનની પૂર્વે તરફનો બ્રહ્મ દેશ શાથી જૂદો પડે છે ?

જ—આસામના પાહાડ તથા બંગાળાના ઉપસાગરથી.

સ—હિંદુસ્તાનના કેટલા ભાગ કીધા છે તેનાં નામ દેઓ ?

જ—ત્રણ ભાગ; **ઊત્તર** હિંદુસ્તાન, **મધ્ય** હિંદુસ્તાન, ને **દક્ષિ-ણ** હિંદુસ્તાન.

સ—એ ત્રણે ભાગ કોની કોની વચ્ચે છે તે કોહો ?

જ—**ઊત્તર** હિંદુસ્તાન હિમાલય પર્વત તથા શિવાલીક પાહાડની વચ્ચે છે; **મધ્ય** હિંદુસ્તાન શિવાલીક પાહાડ તથા નર્મદા નદી વચ્ચે છે; ને **દક્ષિણ** હિંદુસ્તાન નર્મદા નદીની દક્ષિ-ણ તરફનો જે બધો ભાગ તે.

સ—ઉત્તર હિંદુસ્તાનમાં કયા કયા પ્રાંતો આવેલા છે ?

જ—કાશ્મિર નેપાલ, ને ભૂતાન.

સ—કાશ્મિર, નેપાલ, ને ભૂતાનની રાજધાની બોલો ?

જ—કાશ્મિરની રાજધાની શ્રીનગર, નેપાલની ખેટમેન્ડુ, અને ભૂતાનની રાજધાની ટાસીસ્યુડન છે.

સ—ઉત્તર હિંદુસ્તાનથી દક્ષિણે જતાં કયું હિંદુસ્તાન આવે ?

જ—મધ્ય હિંદુસ્તાન.

સ—મધ્ય હિંદુસ્તાનમાં આવેલા પ્રાંતો બોલો ?

જ—બંગાળા, બાહાર, એલાહાબાદ, અયોધ્યા, દીલ્હી, આગ્રા, પંજાબ, મૂલતાન, રજપૂતસ્થાન, માળવા, ગુજરાત, કચ્છ, ને સિંધ.

સ—ઉપલા પ્રાંતોની રાજધાની અથવા મોટાં શેહેરો બોલી જાઓ ?

જ—બંગાળાની રાજધાની કલકત્તા, બાહારની પાટણા ને મોગીર; એલાહાબાદની પ્રયાગ; અયોધ્યાની લખનૌ; દીલ્હીની દીલ્હી, મીરત, ને સરહિંદ; આગ્રાની આગ્રા; પંજાબની લાહોર; મૂલતાનની મૂલતાન; રજપૂતસ્થાનની અજમેર, જેપુર, ને ઉદેપુર; માળવાની ઉજ્જન, ને ઇનદોર; ગુજરાતની અમદાવાદ; કચ્છની ભૂજ; ને સિંધની હૈદ્રાબાદ, ને કરાંચી.

સ—મધ્ય હિંદુસ્તાનથી દક્ષિણે જતાં કયું હિંદુસ્તાન આવે ?

જ—દક્ષિણ હિંદુસ્તાન.

સ—દક્ષિણ હિંદુસ્તાન શાથી ઓળખાય છે ?

જ—દક્ષિણ હિંદુસ્તાનને ડેક્કન કે દક્ષિણ, અથવા દક્ષિણ દેશ કેહે છે તેથી.

સ—દક્ષિણ હિંદુસ્તાનમાં કયા કયા પ્રાંતો આવ્યા છે ?
જ—માહારાષ્ટ્ર, નિઝામનું રાજ્ય, ઓઢિઆ, ઉત્તર સરકાર, મહિસૂર, મલબાર, ત્રાવણકોર, ને કર્ણાટક.
સ—એ પ્રાંતોની રાજધાની ઇઆને મોટાં શેહેરો બોલી જાઓ ?
જ—માહારાષ્ટ્રની રાજધાની પુના; નિઝામની હૈદ્રાબાદ; ઓઢિઆની કટક, ઉત્તર સરકારની મછલીપટ્ટણ; મહિસૂરની શ્રીરંગપટ્ટણ, ( તે આગળ ટીપુ સુલતાનની રાજધાની હતી ); મલબારની કાનાનૂર; ત્રાવણકોરની ત્રિવનદ્રમ; ને કર્ણાટકની રાજધાની આર્કાટ છે.
સ—કર્ણાટક અને ઉત્તર સરકારના મૂલક ક્યાંથી તે ક્યાં સુધી છે ?
જ—કેપ કન્યાકુમારીથી તે કૃષ્ણા નદી સુધીનો મૂલક તે કર્ણાટકનો, અને કૃષ્ણા નદીથી તે ઓઢિઆ સુધીનો મૂલક તે ઉત્તર સરકારનો.
સ—બહુ સારૂં. છોકરાઓ હવે બોલો તો હિંદુસ્તાનના રાજકીય ભાગ કેટલા કીધા છે, અને તે દર એકને શું કેહે છે ?
જ—રાજકીય ભાગ અસલ તો ચાર, પણ હાલ પાંચ થયલા છે તે દર એકને ઇલાકો કેહે છે.
સ—હિંદુસ્તાનના એ પાંચે ઇલાકાનાં નામ દેઓ ?
જ—બંગાળા ઇલાકો, આગ્રા ઇલાકો, પંજાબ ઇલાકો, મુંબઇ ઇલાકો, ને મદ્રાસ ઇલાકો.
સ—બંગાળા ઇલાકો કેણી તરફ છે, અને તેમાં પ્રાંતો કયા કયા

આવ્યા છે તે બોલો?

જ—બંગાળા ઇલાકો ગંગા તથા બ્રહ્મપુત્રા નદી તરફનો ઘણું કરીને જે ભાગ તે–એમાં બંગાળા, બાહાર, ઓઢિઆ, આસામ, આરાકાન, પેગુ, માર્ટાબાન, વગેરે પ્રાંતો આવેલા છે.

સ—બંગાળા ઇલાકાની ચારે દિશાએ શું શું આવેલું છે?

જ—ઉત્તરે નેપાલ ને ભૂતાન છે; પશ્ચિમે મધ્ય તથા વાયવ્ય ખૂણાના પ્રાંતો, ને આગ્રા ઇલાકાનો ભાગ; દક્ષિણે બંગાળાનો ઉપસાગર ને ઓઢિઆ તથા ઉત્તર સરકારનો મૂલક; ને પૂર્વે આરાકાન તથા બ્રહ્મ દેશ છે.

સ—બંગાળા ઇલાકામાં મોટાં મોટાં શેહેરો કયા આવ્યાં છે?

જ—કલકત્તા, મુર્શિદાબાદ, ધાકા, બર્ધવાન, બેરામપુર, ચીતાગાંગ, શ્રીરામપુર, ચંદ્રનગર, દારજીલિંગ, બાહાર, પાટણા, મોગીર, દીનાપુર, ભાગળપુર, રાજમાહાલ, ગયાજી, બક્ષર, કટક, બાલાસૂર, જગન્નાથ, આસામ, આરાકાન, રંગુન, માર્ટાબાન.

સ—બંગાળા ઇલાકાની મોટી મોટી નદીઓ બોલો?

જ—એમાં મુખ્ય નદી ગંગા ને બ્રહ્મપુત્રા છે–તે શિવાય ગંગાની શાખા ગોગ્રા, શોણ, હુગલી વગેરે છે; ને બીજી દક્ષિણ તરફ માહા નદી છે.

સ—બંગાળા ઇલાકાનો વિસ્તાર (ક્ષેત્રફળ) કેટલું, ને વસ્તી કેટલી છે તે કોહો?

જ—ક્ષેત્રફળ આસરે ૧,૭૦૦૦૦ ચોરસ માઇલ, ને વસ્તી આ-

સરે સાડા છ કરોડ માણસની છે.

સ—હિંદુસ્તાનના પાંચે ઇલાકામાં બંગાળા ઇલાકો કેવો છે ?

જ—એ ઇલાકો સર્વથી મોટો ને રસાળ છે.

સ—બંગાળા ઇલાકાથી વાયવ્ય દિશા તરફ જઇએ તો કયો ઇ-
લાકો આવે ?

જ—આગ્રા ઇલાકો.

સ—આગ્રા ઇલાકાની ચારે દિશાની હદ કોહો ?

જ—ઉત્તરે નેપાલ તથા હિમાલયનો કંઇક ભાગ; પશ્ચિમે રજ-
પૂતસ્થાન તથા પંજાબ ઇલાકો; દક્ષિણે બુંદેલખંડ તથા
રેવા વગેરે પ્રાંતો; અને પૂર્વે બંગાળા ઇલાકો છે.

સ—આગ્રા ઇલાકો કયા કયા પ્રાંતો મળીને થયલો છે ?

જ—આગ્રા, પ્રયાગ,, ને અયોધ્યા મળીને થયલો છે.

સ—આગ્રા ઇલાકામાં આવેલાં મોટાં શેહેરો બોલો ?

જ—કાશી, આગ્રા, પ્રયાગ, મીરજાપોર, ચૂનાર, કલિંજર, કાન-
પોર, લખનૌ, જાૂઆનપોર, કનોજ, ગોવાળિઅર, કાલ્પી,
ફૈજાબાદ, હરદ્વાર, ને શાહાજાનપોર વગેરે.

સ—એ ઇલાકાના કાશી, પ્રયાગ, હરદ્વાર એ શેહેરો શાને વા-
સ્તે નામીચાં છે ?

જ—એ હિંદુઓનાં મોટાં તિર્થનાં ઠેકાણાં છે તેથી.

સ—આગ્રા ઇલાકામાં મુખ્ય નદીઓ કઇ કઇ આવી છે ?

જ—ગંગા, જમના, ગોમતી, ગોગ્રા, ચંબલ વગેરે.

સ—આગ્રા ઇલાકાનું ક્ષેત્રફળ, તથા વસ્તી કેટલી છે તે કોહો ?
જ—ક્ષેત્રફળ આસરે ૧,૪૦૦૦૦ ચોરસ માઇલ, ને વસ્તી આસરે સાડા ત્રણ કરોડ માણસની છે.
સ—આગ્રા ઇલાકાથી વાયવ્ય કોણ તરફ જતાં કયો ઇલાકો આવે ?
જ—પંજાબ ઇલાકો.
સ—પંજાબ ઇલાકો ક્યાં છે, ને એનું નામ પંજાબ શાથી પડ્યું ?
જ—પંજાબ ઇલાકો પાંચ નદીઓ (સતલજ, બીઆસ, રાવી, ચીનાબ, જહલમ) ઉપર આવેલો છે, અને એ પાંચ નદીઓ ઉપર છે તેથીજ તેનું નામ (પંજાબ) પડયું છે, કેમકે પંજ તે પાંચ, અને આબ તે પાણી--એટલે પાંચ નદીઓનાં પાણી વચ્ચે આવેલો મૂલક.
સ—પંજાબ ઇલાકાની મર્યાદા બોલો ?
જ—ઉત્તરે હિમાલય પર્વતના ડુંગરાની હાર, તથા કાસ્મિરનો કંઇક ભાગ; પશ્ચિમે સુલેમાન પાહાડ, તથા સિંધુ નદી; દક્ષિણે મુંબાઇ ઇલાકો; ને પૂર્વે સતલજ નદીના કાંઠાના સંસ્થાનો, તથા આગ્રા ઇલાકાનો ભાગ.
સ—પંજાબ ઇલાકામાં કયા કયા પ્રાંતો આવેલા છે ?
જ—પંજાબ, મૂલતાન, સતલજ નદીના કાંઠાના સંસ્થાનો, અને દીલ્હી.
સ—પંજાબ ઇલાકામાં મોટાં મોટાં શેહેરો કયાં આવ્યાં છે ?
જ—લાહોર, મૂલતાન, અમૃતસર, પેશાવર, અટક, રાવલપીંડી

ભાવલપુર, લુધિઆના, બરેલી, દીલ્હી, સરહિંદ, મીરત, શાહારાનપોર, ને પાણીપત.

સ—પંજાબ ઇલાકાની મોટી મોટી નદીઓ બોલો ?

જ—એમાં મોટી નદી ફક્ત એક સિંધુ—ને સતલજ, બીઆસ, રાવી, ચીનાબ, ને જહલમ તેની શાખાઓ છે.

સ—સિંધુ નદીનું બીજું નામ શું, અને તે નામ શાથી પડયું ?

જ—એનું બીજું નામ અટક નદી, કેમકે એ નદી આગળ અટક શેહેર છે; તથા અટક શેહેર આગળ નદી ઓળંગવાનો પાર છે ત્યાં થઇને હિંદુસ્તાન ઉપર સ્વારી કરનારાઓ હિંદુસ્તાનમાં પેંઠા છે; વળી અટકની પેલીગમ બલૂચિસ્તાનમાં જતાં હિંદુઓને ધર્મનો વટાળ થાય છે; તેમજ અટક આગળથી હિંદુસ્તાનની પશ્ચિમ તરફની હદ પૂરી થાય છે; એ ચાર કારણથી સિંધુ નદીનું બીજું નામ અટક નદી પડયું છે.

સ—સિંધુ નદીને અંગ્રેજીમાં શું કેહે છે ?

જ—સિંધુને અંગ્રેજીમાં ઇનડસ નદી કેહે છે.

સ—પંજાબ ઇલાકાની પાસે ગંગા તથા જમના નદી વચ્ચે કયો પ્રાંત આવેલો છે ?

જ—દુઆબ પ્રાંત.

સ—દુઆબ પ્રાંત ક્યાં છે, ને એનું નામ દુંઆબ શાથી પડયું ?

જ—એ પ્રાંત આગ્રા ઇલાકામાં છે, પણ એના બધા ભાગો પં-

જાબ ઇલાકાને લગતા આવેલા છે. એ દુઆબ પ્રાંત ગંગા તથા જમના નદી વચ્ચે આવ્યો છે તેથીજ એનું નામ **દુઆબ** પડયું છે; કેમકે દુ તે બે, ને આબ તે પાણી—એટલે બે નદીઓનાં પાણી વચ્ચે આવેલો તે.

**સ**—દુઆબ પ્રાંતના કેટલા ભાગ થયલા છે તેનાં નામ દેઓ ?

**જ**—પાંચ; જલંદર દુઆબ, બારી દુઆબ, રચના દુઆબ, જેચ દુઆબ, ને સિંધ સાગર દુઆબ.

**સ**—એ પાંચે દુઆબ કઇ કઇ નદી વચ્ચે છે તે કોહો ?

**જ**—**જલંદર** દુઆબ, સતલજ ને બીઆસ નદી વચ્ચે.

**બારી** દુઆબ, ધારા ને રાવી નદી વચ્ચે.

**રચના** દુઆબ, રાવી ને ચીનાબ નદી વચ્ચે.

**જેચ** દુઆબ, ચીનાબ ને જહલમ નદી વચ્ચે.

**સિંધ સાગર** દુઆબ, જહલમ ને સિંધુ નદી વચ્ચે.

**સ**—બારી દુઆબ આગળ ધારા નદી છે તે ધારા નદીનું નામ શા ઉપરથી પડેલું છે, અને તેના ઉપર કયાં શેહેરો આવેલાં છે ?

**જ**—સતલજ ને બીઆસ નદીનો સંગમ થઇને આગળ જે પ્રવાહ ચાલેલો છે તેનું નામ **ધારા** નદી પડયું છે. ધારા ઉપર જલાલપુર, ભાવલપુર, મુબારકપુર, અને ફીરોજપુર શેહેરો છે.

**સ**—પંજાબ ઇલાકાનું ક્ષેત્રફળ કેટલું, તથા વસ્તી કેટલી છે તે કોહો ?

**જ**—ક્ષેત્રફળ આસરે ૧,૦૦૦૦૦ ચોરસ માઇલ, ને વસ્તી આસરે ૧૫ કરોડ માણસની છે.

સ—પંજાબ ઇલાકાથી દક્ષિણમાં જઇએ તો કયો ઇલાકો આવે ?

જ—મુંબઇ ઇલાકો.

સ—મુંબઇ ઇલાકાની ચારે દિશાની હદ કોહો ?

જ—ઉત્તરે રજપૂતસ્થાન, બલૂચિસ્તાન, ને પંજાબ; પશ્ચિમે આરબી સમુદ્ર; દક્ષિણે મદ્રાસ ઇલાકો ને મહિસૂર; અને પૂર્વે વરાડ પ્રાંત, ને નિઝામનું રાજ્ય છે.

સ—મુંબઈ ઇલાકાના કેટલા ભાગ થયલા છે તેનાં નામ દેઓ ?

જ—પાંચ ભાગ—૧ સિંધ પ્રાંત; ૨ કચ્છ પ્રાંત; ૩ ગુજરાત પ્રાંત; ૪ માહારાષ્ટ્ર (દક્ષિણ ને કોકણ); ૫ દક્ષિણ માહારાષ્ટ્ર, ને ઉત્તર કાનેડા.

સ—એ ઇલાકામાં ઉત્તર માહારાષ્ટ્રના કેટલા ભાગ અને તે શા કારણથી થયલા છે, અને તેમાંના દર એક ભાગને શું કેહે છે, ને તેમાં વસનારા લોકો કેહેવા કેહેવાય છે ?

જ—સહ્યાદ્રિ પર્વત વચમાં આવવાથી ઉત્તર માહારાષ્ટ્રના બે ભાગ થયલા છે, તેમાં પશ્ચિમ તરફના ભાગને **કોકણ** કેહે છે અને તેમાં વસનારા લોકો **કુકણી** કેહેવાય છે; તેમજ પૂર્વ તરફના ભાગને **દક્ષિણ** કેહે છે, ને ત્યાંના વસનારા લોકો **દક્ષિણી** કે **મરાઠા** કેહેવાય છે.

સ—મુંબઇ ઇલાકામાં મુખ્ય જીલ્લાઓ કયા કયા આવ્યા છે ?

જ—શિકારપુર, હૈદ્રાબાદ, કરાંચી, અમદાવાદ, પંચ માહાલ, ખેડા, ભરૂચ, સુરત, થાણા, ખાનદેશ, અહમદનગર, નાશીક, પુના,

સતારા, સોલાપુર, બેલગામ, ધારવાડ, કલાદગી, કાનેડા, રત્નાગીરી, ને કોલાબા.

સ—એ જીલ્લાનાં મોટાં શેહેરો તથા એ શિવાય બીજા મોટાં શેહેરો મુંબઇ ઇલાકામાં હોય તેનાં નામ દેઓ ?

જ—શિકારપુર, હૈદ્રાબાદ, કરાંચી, અમદાવાદ, ગોધરા, ખેડા, ભરૂચ, થાણા, ધુળિઆ, અહમદનગર, નાશીક, પુના, સતારા, સોલાપુર, બેલગામ, ધારવાડ, કલાદગી, હોનાવર, રત્નાગીરી, કોલાબા એ ઉપલા જીલ્લાનાં મુખ્ય શેહેરો; એ શિવાય ખેરપુર, ભૂજ, માંડવી, નવાનગર, રાજકોટ, જુનાગઢ, ભાવનગર, ખંભાત, વડોદરૂં, માલેગામ, કોલાપુર, સાવંતવાડી, ગોવા વગેરે બીજાં શેહેરો છે.

સ—મુંબઈ ઇલાકામાં પંચ માહાલ જીલ્લો કેણી તરફ છે. ને એનું નામ પંચ માહાલ શાથી પડયું ?

જ—એ જીલ્લો ગુજરાતની પૂર્વે ખેડા જીલ્લાને લગતો છે. એમાં ગોધરા, હાલોલ, કાલોલ, દાહોદ, ને ઝાલોદ એવા પાંચ માહાલ આવેલા છે તેથી એનું નામ **પંચ માહાલ** પડયું છે.

સ—મુંબઇ ઇલાકાનું મુખ્ય શેહેર કયું ને તે કયાં છે. તથા તેમાં કેટલા અને કેવા માણસની વસ્તી છે તે કોહો ?

જ—એ ઇલાકાનું મુખ્ય શેહેર **મુંબઈ** (**મુંબઈ બેટ**) તે દક્ષિણમાં કોકણ પટીને કિનારે આરબી સમુદ્ર આગળ બેટમાં આવ્યું છે. એ મુંબઇ શેહેરમાં આસરે ૬૪૪૦૦૦ માણસ-

ની વસ્તી છે; તેમાં પારસી, હિંદુ, ભાટીઆ, તે મોજા ઘણા છે. તેઓ મોટા, ભારે વેપારી, ને ઘણા પૈસાદાર છે.

સ—મુંબઈ એ કેહેવું શેહેર છે, અને એની બીજી જાણવા જેવી હકીકત બોલો ?

જ—એ મુંબઈ શેહેર ઘણું શોભાવંતુ, જોવા લાયક, અને હિંદુસ્તાનનું સૌથી મોટામાં મોટું વેપારનું બંદર છે, ને તેથી તે ૮૪ બંદરનો વાવટો કેહેવાય છે. એમાં વિલાયત વગેરે બાહાર દેશાવરથી ઘણાંક જાત જાતનાં યંત્રો, તેમજ કાપડ, ચીનીખાનું, રેશમ, કરિઆણું વગેરે પુષ્કળ માલ આવે છે. અંહિંઆના ઘરોની બાંધણી ઘણી ઊંચી ને સરસ છે. જમીન પથ્થરની છે તેથી પાણી આગળ તો કંઈ સારા નહોતા, પણ હાલ કેટલીક મુદ્દત થયા દૂરથી તળાવમાં નળો મૂકી પાણી લાવેલાં છે તેથી હાલ તે પાણી સારાં થયાં છે. મુંબઇ ઇલાકાનું મુખ્ય શેહેર મુંબઈ, તેથી સૌથી મોટા દરજ્જાની ઇનસાફની કચેરી અંહિંઆ છે. એ ઇલાકાના ઉપરી વડા અધિકારી ગવર્નર સાહેબ બાહાદુર પણ અંહિંઆ રેહે છે. હિંદુસ્તાનમાં સૌથી મોટું શેહેર એ છે.

સ—મુંબઈ બેટ અંગ્રેજ સરકારને હાથ ક્યારે અને શી રીત આવ્યો ?

જ—સન ૧૬૬૧ માં ઇંગ્લંડ દેશનો બીજો ચાર્લ્સ્ રાજા પોર-

ર્ચ્યૂગીઝ લોકોની કેથેરાઇન કન્યા તે પરણ્યો, તેની પેહેરા-મણીમાં પોરર્ચ્યૂગીઝ લોકો પાસેથી તે મળ્યો.

સ—મુંબઈ ઇલાકામાં વેપારનાં બંદરો ક્યા ક્યા આવ્યાં છે ?

જ—એમાં સૌથી મોટાં બંદરો ત્રણ છે—મુંબઇ, કરાંચી, ને કારવાડનું; તે શિવાય વિજયદુર્ગ, વસઈ, સુરત, ભરૂચ, ખંભાત, ધોળેરા, ભાવનગર, પોર બંદર, ને માંડવી, એ બીજાં બંદરો છે.

સ—મુંબઈ ઇલાકામાં મુખ્ય પર્વતો ક્યા આવ્યા છે ?

જ—એમાં સહ્યાદ્રિ ને સાતપૂડો એવા બે મોટા પર્વતો છે.

સ—મુંબઈ ઇલાકામાં આવેલી મોટી મોટી નદીઓ બોલો ?

જ—સિંધુ, સાબરમતી, વિશ્વામિત્રી, મહી, ઢાઢર, નર્મદા, તાપી, ગોદાવરી, કૃષ્ણા, સીના, ને ભીમા વગેરે.

સ—ઉપલી નદીઓમાં સીના ને ભીમા નદી મુંબઈ ઇલાકાના ક્યા ભાગમાં છે, ને તેના પર ક્યાં શેહેરો આવ્યાં છે ?

જ—એ નદીઓ માહારાષ્ટ્રમાં છે; સીના ઉપર અહમદનગર, અને ભીમા ઉપર પંઢરપુર જાત્રાનું ઠેકાણું છે.

સ—એ ઇલાકામાં ગાયકવાડના રાજ્યનું મુખ્ય શેહેર ક્યું, અને તે ક્યાં ને કઈ નદી ઉપર છે ?

જ—ગાયકવાડના રાજ્યનું મુખ્ય શેહેર વડોદરૂં, તે ગુજરાતમાં વિશ્વામિત્રી નદી ઉપર છે.

સ—મુંબઈ ઇલાકામાં એજન્સિ કઈ કઈ આવી છે ?

જ—એમાં કાઠિઆવાડ, પાલણપૂર, મહીકાંઠા, રેવાકાંઠા, સુરત એજન્સિ, ભીલ સંસ્થાનની એજન્સિ, અને (પેંઠ, જવાર, જંજીરા) સંસ્થાનની એજન્સિ એવી સાત છે.

સ—એજન્સિ એટલે શું તે કોહો ?

જ—નાનાં નાનાં સંસ્થાન જેઓ અંગ્રેજી રાજ્યને તાબે રહી ઘણું કરીને તેને અથવા ગાયકવાડને ખંડણી આપે છે તેવા સંસ્થાનનો મૂલક—એવા કેટલાક સંસ્થાન સામટાં મળીને જે પ્રાંત થાય છે તેને એજન્સિ કેહે છે.

સ—મુંબઇ ઇલાકાના ઉપરી અધિકારીને શું કેહે છે ?

જ—તેમને ગવરનર સાહેબ કેહે છે, અને તેઓ મુંબઇ સરકાર કેહેવાય છે.

સ—મુંબઇ ઇલાકાનું ક્ષેત્રફળ, તથા વસ્તી કેટલી છે તે બોલો ?

જ—ક્ષેત્રફળ આસરે ૧,૮૮૧૯૫ ચોરસ માઇલ, ને વસ્તી દેશી રાજ્યની બાદ કરતાં આસરે ૧ કરોડ, ૬૪ લાખ માણસની છે.

સ—મુંબઇ ઇલાકાની દક્ષિણે અગ્નિ ખૂણા તરફ કયો ઇલાકો આવ્યો છે ?

જ—મદ્રાસ ઇલાકો.

સ—મદ્રાસ ઇલાકાની આસપાસ શું શું આવેલું છે ?

જ—ઉત્તર તથા વાયવ્ય દિશા તરફ મુંબઇ ઇલાકાનો ભાગ છે, બાકી બધી દિશા તરફ ફરતો દરિઓ છે.

સ—મદ્રાસ ઇલાકાનો ભાગ કેણી તરફ છે, અને તેમાં કયા કયા

પ્રાંતો આવેલા છે ?

જ—કૃષ્ણા અને તુંગભદ્રા નદીની દક્ષિણ તરફનો જે ભાગ તે મદ્રાસ ઇલાકો. એમાં તૈલંગણ, ઉત્તર સરકાર, મહિસૂર, કર્ણાટક, બાલાઘાટ, કાનડા, મલબાર વગેરે પ્રાંતો છે.

સ—મદ્રાસ ઇલાકાનાં મુખ્ય શેહેરો બોલો ?

જ—મદ્રાસ, મછલીપટ્ટણ, ચીતોર, ત્રિચીનોપોલી, ટાલચરી, ગંજામ, વિસાગાપટ્ટણ, રાજમંદ્રી, ગંતૂર, વિજયનગર, પોન્ડિચરી, આર્કોટ, તંજાવર, મધુરાં, ત્રાંકવીબાર, વિગાપટ્ટણ, તીનવલી, બેલારી, કડપાં, માંગલૂર, બાંગલૂર, કલ્યાણપૂર, કાનાનૂર, કેલિકટ, શ્રીરંગપટ્ટણ, ને ત્રિવનદ્રમ.

સ—મદ્રાસ ઇલાકામાં દેશી રાજ્યો કયા કયા આવ્યાં છે ?

જ—મહિસૂર, કોચીન, અને ત્રાવણકોરનું.

સ—મદ્રાસ ઇલાકામાં નદીઓ કઇ કઇ આવી છે ?

જ—એમાં ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, ને તુંગભદ્રા મોટી નદીઓ છે.

સ—મદ્રાસ ઇલાકામાં વેપારનાં બંદરો કયા કયા આવ્યાં છે ?

જ—વિસાગાપટ્ટણ, મછલીપટ્ટણ, નેગાપટ્ટણ, મદ્રાસ, કોચીન, કેલિકટ, ટાલચરી, કાનાનૂર, ને માંગલૂર.

સ—મદ્રાસ ઇલાકાનું ક્ષેત્રફળ, તથા વસ્તી કેટલી છે તે કોહો ?

જ—ક્ષેત્રફળ આસરે ૧,૩૦૦૦૦ ચોરસ માઇલ, ને વસ્તી દેશી રાજ્યની બાદ કરતાં આસરે ૩ કરોડ, ૧૬ લાખ માણસની છે.

સ—બહુ સારૂં. છોકરાઓ હવે એ હિંદુસ્તાનના ભાગ, ઇલાકા, તથા

તેનાં મુખ્ય શેહેરો વગેરે કહી ગયા તે યાદ રાખજો; ને બોલો હવે એ સઘળા ભાગની એટલે આખા હિંદુસ્તાનની તમામ જાણવા લાયક નદીઓનાં સામટાં નામ દઇ જાઓ?

જ—સિંધુ, બ્રહ્મપુત્રા, ગંગા એ સૌથી મોટી નદી; એ શિવાય બીજી નદીઓ ભાગીરથી, ગોગ્રા, શોણ, ચંબલ, જમના, ગોમતી, હુગલી, સતલજ, બીઆસ, રાવી, ચીનાબ, જહલમ, સાબરમતી, મહી, નર્મદા, તાપી માહા નદી, ગોદાવરી, કૃષ્ણા, તુંગભદ્રા, ને કાવેરી છે.

સ—એ ઉપલી બધી નદીઓ ઉપર કયાં કયાં શેહેરો જાણવા લાયક આવેલાં છે તે બોલી જાઓ?

જ—**સિંધુ** ઉપર કરાંચી, ઠઠ્ઠા, હૈદ્રાબાદ, લારખાના, સક્કર, બક્કર, મીથુનકોટ, દેરા ગાજીખાન, દેરા ઇસમાલખાન, કાલાબાગ, ને અટક.

**બ્રહ્મપુત્રા** ઉપર જમાલપુર, ગોવળપાડા, દરંગ, વિશ્વનાથ, ગોરપુર વગેરે.

**ગંગા** ઉપર કાશી, મીરજાપોર, ફરૂકાબાદ, કાનપોર, હરદ્વાર.

**ભાગીરથી** ઉપર પાટણા, મોગીર, ભાગળપુર, રાજમાહાલ, (અકરાબાદ), મુર્શિદાબાદ.

**ગોગ્રા** ઉપર અકબરપુર, સલીમપુર.

**શોણ** ઉપર સહસરામ, દેવરી.

**ચંબલ** ઉપર ધોળપુર, કોટા.

**જમના** ઉપર દીલ્હી, આગ્રા, ગોકુળ, મથુરા.

**ગોમતી** ઉપર લખ્નો, ફૈજાબાદ.

**હુગલી** ઉપર કલકત્તા, શ્રીરામપુર, ચંદ્રનગર.

**સતલજ** ઉપર લુધિઆના, ફિલ્લુર, અલીપાલ.

**બીઆસ** ઉપર જલંદર.

**રાવી** ઉપર લાહોર.

**ચીનાબ** ઉપર મૂલતાન, રામનગર.

**જાહુલમ** ઉપર જહલમ, કાશ્મિર, શ્રીનગર.

**સાબરમતી** ઉપર અમદાવાદ, સાદરા.

**મહી** ઉપર ખંબાત, લુણાવાડા.

**નર્મદા** ઉપર ભરૂચ, નાદોદ, ચાનોદ, કન્યાળી, મંડલેસર, જબલપુર.

**તાપી** ઉપર સુરત, રાંદેર, બરાનપોર.

**માહા નદી** ઉપર કટક, સંબલપુર.

**ગોદાવરી** ઉપર નાશીક, ઔરંગાબાદ, પૈઠણ, રાજમંદ્રિ.

**કૃષ્ણા** ઉપર ગંતૂર.

**તુંગભદ્રા** ઉપર કર્ણુલ, હમસાગઢ.

**કાવેરી** ઉપર શ્રીરંગપટ્ટણ, ત્રિચિનોપોલી.

સ—ત્યારે પ્રયાગ, ધાકા, મછલીપટ્ટણ, રાવલપીંડી, સરહિંદ, અમૃતસર એ શેહેરો કઇ નદી ઉપર આવેલાં છે?

જ—ગંગા તથા જમના નદીના સંગમ ઉપર **પ્રયાગ**; ગંગા અ-

ને બ્રહ્મપુત્રા નદી વચ્ચે **ધાકા**; કૃષ્ણા અને ગોદાવરી નદીના મુખ આગળ **મછલીપટ્ટણ**; જેહલમ ને સિંધુ નદી વચ્ચે **રાવલપીંડી**; જમના ને સતલજ નદી વચ્ચે **સરહિંદ**; અને બીઆસ ને રાવી નદી વચ્ચે **અમૃતસર** છે.

સ—ઉપલી નદીઓમાં તુંગભદ્રા નદીનું નામ શા ઉપરથી પડેલું છે?

જ—**તુંગા** અને **ભદ્રા** એ બે નદીઓ એકઠી થયાથી **તુંગભદ્રા** નદી નામ પડયું છે.

સ—હિંદુસ્તાનના મોટા મોટા જાણવા લાયક **પર્વતો** બોલો?

જ—હિમાલય પર્વત, શિવાલીક પાહાડ, વિંધ્યાચળ પર્વત, સાતપૂડાનો પાહાડ, અને સહયાદ્રિ પર્વત.

સ—ઉપલા પર્વતો હિંદુસ્તાનમાં કયે કયે ઠેકાણે છે?

જ—**હિમાલય** પર્વત છેક હિંદુસ્તાનની ઉત્તરે; **શિવાલીક** પાહાડ સતલજ અને જમના નદીની વચ્ચે; **વિંધ્યાચળ** પર્વત નર્મદા નદીની ઉત્તર તરફ; **સાતપૂડાનો** પાહાડ દક્ષિણમાં નર્મદા તથા તાપી નદીની વચ્ચે; અને **સહ્યાદ્રિ** પર્વત દક્ષિણમાં માહારાષ્ટ્ર દેશમાં છે.

સ— હિમાલય એ કેવો પર્વત છે ને એનું નામ હિમાલય શાથી પડયું?

જ—**હિમાલય** એ પૃથ્વી ઉપર સૌથી ઊંચો પર્વત છે. હીમ તે ઠંડ, ને આલય તે જગો, ઠંડની જગો—એટલે એ પર્વત ઉપર ઠંડ ઘણીજ પડે છે તેથી એનું નામ **હિમાલય** પડયું છે

સ—હિમાલય પર્વત કેટલો ઊંચો તથા કેટલો લાંબો છે?

જ—આસરે સાડા પાંચ માઇલ ઉંચો, ને ૧૫૦૦ માઇલ લાંબો છે.

સ—હિમાલય પર્વતમાંથી કઇ કઇ મુખ્ય નદીઓ નીકળે છે, ને તે બધી ક્યાં મળે છે?

જ—સિંધુ, જમના, સાંપુ, ગંગા, બ્રહ્મપુત્રા, ને ઇરાવતી. સિંધુ આરબી સમુદ્રને મળે છે; જમના નદી ગંગાને મળે છે; સાંપુ નદી બ્રહ્મપુત્રાને મળે છે; ને ગંગા, બ્રહ્મપુત્રા, ઇરાવતી નદી બંગાળાના ઉપસાગરને મળે છે.

સ—ઇરાવતી નદી ક્યા દેશમાં આવી છે, ને તેના ઉપર ક્યા શેહેરો આવ્યાં છે?

જ—બ્રહ્મ દેશમાં; ઇરાવતી ઉપર અમરપુર, ને રંગુન શેહેરો છે.

સ—સિંધુ, ગંગા, તથા બ્રહ્મપુત્રા નદીને મળનારી નદીઓ કઇ કઇ છે તેનાં નામ દેઓ?

જ—સતલજ, બીઆસ, રાવી, ચીનાબ, જહલમ એ પાંચ સિંધુ નદીને મળે છે; ગોગ્રા, ગંડકી, શોણ, ચંબલ, જમના, ગોમતી, હુગલી, રામગંગા એ બધી ગંગા નદીને મળે છે; ને સાંપુ, ડીઓ, ડીસંગ, નીલકમર વગેરે નદીઓ બ્રહ્મપુત્રા નદીને મળનારીઓ છે.

સ—સતલજ, બીઆસ, રાવી, ચીનાબ ને જહલમ એ પાંચ નદીઓ ભેગી થઇને બધી સિંધુ નદીને મળે છે તેથી તેને શું કેહે છે?

જ—તેથી તેને પંચનદ એટલે પાંચ નદીઓ કેહે છે.

સ—સતલજ, બીયાસ, રાવી, ચીનાબ, ને જહલમ એ પાંચો નદીઓ કયા પર્વતમાંથી નીકળે છે ?

જ—સતલજ નદીનું મૂળ ટિબેટના પર્વતમાંથી છે, ને બાકીની ચાર નદીઓનાં મૂળ હિમાલયની દક્ષિણે હિમાલયના શિખરમાંથી છે.

સ—ત્યારે ગંગા, તથા બ્રહ્મપુત્રા નદીને મળનારી નદીઓનાં મૂળ ક્યાં છે ?

જ—એ નદીઓનાં ઘણી ખરીનાં મૂળ હિમાલય પર્વતના શિખરો તથા કાશ્મિર પ્રાંતમાં છે, તેમ કેટલીકનાં મધ્ય તરફના પ્રાંતોમાં, અને કેટલીકનાં ટિબેટના પ્રાંતોના પાહાડોમાં છે.

સ—હિમાલય પર્વતના ઊંચામાં ઊંચાં શિખરો કયા, અને તે ક્યાં છે તે બોલો ?

જ—એનાં ઊંચાં શિખરો કૈલાશ, ધ્વાલાગીરી, જમનોત્રી, ચમલેરી, કંચીજંગ, અને નંદ પર્વત છે. કૈલાશ પંજાબની ઉત્તરે, ધ્વાલાગીરી નેપાલની ઉત્તરે, જમનોત્રી જમના નદીના મૂળ પાસે, ચમલેરી ભૂતાનની ઉત્તરે, કંચીજંગ સિકિમની વાયવ્ય દિશા તરફ, અને નંદ પર્વત કાશ્મિરમાં છે.

સ—ત્યારે વિંધ્યાચળ પર્વતના પેટામાં બીજા કયા પર્વતો આવ્યા છે, ને તે ક્યાં છે તે બોલો ?

જ—એના પેટામાં આબુ પર્વત ને ગીરનારનો પાહાડ છે. આબુ મારવાડમાં સિરોહીની દક્ષિણે, અને ગીરનાર કાઠિઆવાડ-

માં જુનાગઢની પાસે છે.

સ—સાતપુડા પર્વતમાંથી કઇ કઇ નદીઓ નીકળે છે ને તે બ-
ધી ક્યાં મળે છે ?

જ—નર્મદા ને તાપી. તે બંનો ખંભાતના અખાતને મળે છે.

સ—ત્યારે સાબરમતી, ને મહી નદી ક્યાંથી નીકળીને કોને મળે છે ?

જ—સાબરમતી નદી મહી કાંઠાના ઉત્તરના પાહાડમાંથી નીકળે
છે, ને મહી નદી માળવાના પાહાડમાંથી નીકળે છે ને
બંનો ખંભાતના અખાતને મળે છે.

સ—ત્યારે સહયાદ્રિ પર્વતમાંથી કઇ કઇ નદીઓ નીકળે છે, અ-
ને તે બધી ક્યાં મળે છે તે કોહો ?

જ—ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, ને તુંગભદ્રા; ગોદાવરી, કૃષ્ણા,
ને કાવેરી એ ત્રણ નદીઓ બંગાળાના ઉપસાગરને મળે છે,
ને તુંગભદ્રા નદી કૃષ્ણા નદીને મળે છે.

સ—સહયાદ્રિ પર્વતના પેટામાં ડુંગરો અથવા ઊંચી ટેકરીઓ કઇ
કઇ આવી છે ?

જ—એમાં નિલગિરી, માહાબલેશ્વર, પુરનધર, ટોંગાર વગેરે
સારી હવા લાયક ટેકરીઓ છે.

સ—બંગાળાના ઉપસાગરને જે જે નદીઓ મળે છે તે બધીનાં
સામટાં નામ દેઇ જાઓ ?

જ—ગંગા, બ્રહ્મપુત્રા, ઇરાવતી, માહા નદી, ગોદાવરી, કૃષ્ણા,
ને કાવેરી.

સ—હિંદુ લોકો હિંદુસ્તાન માંહેલી ચાર નદીઓ પવિત્ર ગણે છે તે કઇ, અને તે કેવી રીતે?

જ—તે નદીઓ તાપી, રેવા, જમના, ને ગંગા કેહેવાય છે. **તાપી** સ્મરણે, **રેવા** દર્શણે, **જમના** પાને, અને **ગંગા** સ્નાને; એટલે **તાપી** નદીનું સ્મરણ કરવાથી. **રેવા** નદીના દર્શણ કરવાથી, **જમના** નદીનું આચમન કરેથી, અને **ગંગા** નદીમાં નાહાવાથી પાપ નીવારણ થાય છે; પણ તેમાં સૌથી મોટી નદી **તાપી** ગણે છે, કેમકે એ નદીનું તો ગમે ત્યાં ફક્ત સ્મરણ કરેથીજ પાપની મૂક્તિ થાય છે.

સ—હિંદુસ્તાનમાં ચારે દિશાએ હિંદુઓનાં ચાર મોટાં જાત્રાનાં ધામ છે તે કયા કયા?

જ—ઉત્તરે **બદ્રિનાથજી**નું સ્થાનક, પૂર્વે **જગન્નાથજી**નું સ્થાનક, દક્ષિણે **રામેશ્વર**, અને પશ્ચિમે **દ્વારકા નાથજી** છે.

સ—એ ચાર તિર્થો હિંદુસ્તાનમાં કયે ઠેકાણે અથવા કયા કયા ઇલાકામાં આવ્યા છે તે બોલો?

જ—**બદ્રિનાથજી** આગ્રા ઇલાકાના ઉત્તરે છે; **જગન્નાથજી** બંગાળા ઇલાકામાં દક્ષિણ તરફ દરિઆ કિનારે છે; **રામેશ્વર** મદ્રાસ ઇલાકાની દક્ષિણે દરિઆના નાના બેટમાં આવ્યું છે; અને **દ્વારકાનાથજી** ગુજરાતના કાઠિઆવાડ ભાગમાં છેક પશ્ચિમ હદની અણી ઉપર છે.

સ—ઉપલા ચાર તિર્થો શિવાય હિંદુસ્તાનમાં જાત્રાનાં બીજાં ક-

યા કયા મોટાં તિર્થો છે ?

જ—બદ્રિનાથજીને ઇશાન ખૂણે **કેદારનાથ** છે; તેમજ બંગાળા ઇલાકામાં પાટણાની દક્ષિણે **ગયાજી**, જ્યાં ( શ્રાદ્ધ સારે-પિતૃની મૂક્તિ થાય છે ); આગ્રા ઇલાકામાં **કાશી**, **પ્રયાગ**, **ગોકુળ**, **મથુરા**, (**વંદ્રાવન**), **હરદ્વાર** એ હિંદુઓનાં મોટાં ક્ષેત્ર છે; એ શિવાય મેવાડમાં ઉદેપુરની ઉત્તરે **શ્રીનાથજી**, તેમજ ગુજરાતમાં **અંબાજી**, **બહુચરાજી**, **શામળાજી**, **ડાકોર**, **ચાનોદ**, **કન્યાળી**, **પાલીતાણા**, **ગીરનાર**, **બેટ**, અને દક્ષિણમાં **નાશીક**, **ત્રિંબક**, **પંઢરપુર**, એ પણ મોટાં જાત્રાનાં ઠેકાણાં કેહેવાય છે.

સ—હિંદુસ્તાનમાં ગુજરાતના પશ્ચિમ તરફના ભાગને શું કેહે છે; અને તેમાં મુખ્ય શેહેર કયું છે ?

જ—તે ભાગને **કાઠિઆવાડ** કેહે છે, તેમાં મુખ્ય શેહેર **રાજકોટ** આજી નદી ઉપર છે.

સ—હિંદુસ્તાનમાં બેટો કયા કયા આવ્યા છે ?

જ—એમાં ફક્ત એક મોટો બેટ **સિંહલદ્વિપ** તે દક્ષિણે છે, તથા નૈરૂત્ય ખૂણા તરફ મલબાર કિનારે **લક્ષદ્વીપ** ને **માળદ્વીપ** એવા નાના બેટો છે.

સ—સિંહલદ્વિપનું બીજું નામ શું, અને તે આગળ કોની રાધાની હતી ?

જ—એનું બીજું નામ **સીલોન** અથવા **લંકા**, તે આગળ રા-

વણુની રાજધાની હતી.

સ—લંકા બેટ અંગ્રેજ સરકારને હાથ ક્યારે આવ્યો ?

જ—એ બેટ ડચ લોકો પાસે હતો તે સન ૧૭૯૬ માં. અંગ્રેજોએ તેમની પાસેથી લીધો.

સ—લંકા વિષે લોકોની કેહેતી શું ચાલે છે ?

જ—લોકો વખ્તે વાતમાં વાત ચલાવે છે કે લંકામાં સોનું બહુએ છે તે આપણને શું કામનું ! પણ ભાઇ ત્યાં સોનું તો નથી, પણ ખાવાની તજ, તેજાનો, મરી વગેરે બહુ થાય છે; તથા એરીપો બંદર આગળ કેટલેક ઠેકાણે મોતી પાકે છે.

સ—લંકામાં નદીઓ કઇ કઇ આવી છે ?

જ—એમાં માહાવીલી ગંગા, કાવાનો ગંગા, અને કાલુ ગંગા એ ત્રણ મોટી નદીઓ છે.

સ—લંકા અથવા સિંહલદ્વિપમાં મુખ્ય શેહેર તથા બંદર કયા આવ્યાં છે ?

જ—એમાં મુખ્ય શેહેર **કાન્ડી** ને **કોલંબો** છે, તેમાં **કોલંબો** તો મોટું બંદર કેહેવાય છે. એ શિવાય ત્રિનકોમાલી, પોઇન્ટ-ડીગાલ, એરીપો પણ મોટાં બંદરો છે.

સ—લંકામાં વસનારા લોકોને શું કેહે છે ?

જ—લંકામાં વસનારા લોકોને **સિંહલી** કેહે છે.

સ—લંકા બેટ ઉપર હાલ કોની સત્તા ચાલે છે ?

જ—આએ લંકા બેટ નામદાર માહા રાણી સાહેબના તાબામાં છે.

સ—લંકા બેટનું ક્ષેત્રફળ, તથા વસ્તી કેટલી છે તે કોહો ?

જ—લંકાનું ક્ષેત્રફળ આસરે ૨૫,૦૦૦ ચોરસ માઇલ, ને વસ્તી આસરે વીસ લાખ માણસની છે.

સ—બંગાળાના ઉપસાગરમાં જાણવા લાયક બેટો કયા કયા આવ્યા છે ?

જ—એમાં **નીકોબાર**, **આન્ડામાન**, **સિંગાપોર**, **પીનાંગ** વગેરે નાના બેટો છે.

સ—આન્ડામાન ટાપુમાં અંગ્રેજ સરકાર તરફથી કેવા લોકોને રાખવામાં આવે છે ?

જ—જન્મ દેશનીકાલની એટલે કાળા પાણીની અથવા સમુદ્ર પારની જે કેદી લોકોને શિક્ષા કરવામાં આવે છે તે લોકોને આન્ડામાન ટાપુમાં રાખે છે.

સ—ત્યારે પાકની સામુદ્રધુની તથા મનારના અખાત વચ્ચે કયા બેટો છે ?

જ—**રામેશ્વર** તથા **માનારનો** બેટ છે.

સ—હિંદુસ્તાનમાં અખાતો કયા કયા આવ્યા છે ?

જ—**કચ્છનું** અખાત ને **ખંભાતનું** અખાત પશ્ચિમ તરફ છે; **માનારનું** અખાત છેક દક્ષિણે, ને **બંગાળાનું** અખાત (ઉપસાગર) પૂર્વ તરફ છે.

સ—હિંદુસ્તાનમાં કેપ (ભૂશીરો) કયા કયા આવ્યા છે ?

જ—દક્ષિણે કેપ કન્યાકુમારી તથા દીવ ભૂશીર છે.

સ—હિંદુસ્તાનમાં રેતીનાં રણ કયા કયા આવ્યા છે ?

જ—એમાં ફક્ત એક કચ્છનું રેતીનું રણ આવ્યું છે, તે સિંધ પ્રાંતની અગ્નિ દિશા તરફ છે.

સ—હિંદુસ્તાનમાં સામુદ્રધુની કઇ કઇ આવી છે ?

જ—પાકની સામુદ્રધુની, તે હિંદુસ્તાન તથા સિંહલદ્વિપ વચ્ચે છે.

સ—પાકની સામુદ્રધુની કોને કોને સાંધે છે ?

જ—માનારનું અખાત, તથા હિંદી માહાસાગરને.

સ—કેપ કન્યાકુમારી, સહયાદ્રિ, ઓઢિઆ, જગન્નાથ, કાશી, પ્રયાગ, અયોધ્યા, નર્મદા, ગોગ્રા, જમના, અને ગંગા એને વાસ્તે બીજાં નામ શું છે ?

જ—કેપ કન્યાકુમારીને કેપ **કોમોરીન**, સહયાદ્રિને **પશ્ચિમ ઘાટ**, ઓઢિઆને **ઓરિસા**, જગન્નાથને **પુરી**, કાશીને **બનારસ**, પ્રયાગને **એલાહાબાદ**, અયોધ્યાને **આઊદ**, નર્મદાને **રેવા** નદી, ગોગ્રાને **શરયુ**, જમનાને **યમૂના**, અને ગંગાને તેનું મૂળ મૂકીને થોડે છેટેથી **ભાગીરથી** નદી કેહે છે.

સ—હિંદુસ્તાનમાં દ્વિપકલ્પ કયા કયા આવ્યા છે તે બોલો ?

જ—એમાં દ્વિપકલ્પ એ કે જાણવા જોગ નથી પણ હિંદુસ્તાન એજ દ્વિપકલ્પ છે, તે બંગાળાના ઉપસાગર તથા આરબી સમુદ્ર વચ્ચે આવેલો છે. બીજો દ્વિપકલ્પ ગ-

ણીએ તો હિંદુસ્તાનમાં ગુજરાતના પેટાનો પશ્ચિમ તરફનો ભાગ કાઠિઆવાડ છે, તેની આસપાસ કચ્છનું તથા ખંભાતના અખાતનું અને આરબી સમુદ્રનું પાણી છે.

સ—હિંદુસ્તાનની રાજ્ય ગાદીના સૌથી મોટાં શેહેરો કયા ?

જ—કલકત્તા, મદ્રાસ, ને મુંબઈ એ ત્રણ હિંદુસ્તાનની રાજ્ય ગાદીનાં મોટાં શેહેરો છે.

સ—એ ત્રણ મોટાં શેહેરો હિંદુસ્તાનનું શું કેહેવાય છે ?

જ—એ ત્રણ મોટાં શેહેરોને હિંદુસ્તાનની કે ભરતખંડની રાજધાની કેહે છે.

સ—કલકત્તા નામ શા ઉપરથી પડ્યું તે તમે જાણો છો ?

જ—હાજી, કોઈ મુસલમાને એક કડબનો ભારો કાપીને મૂકેલો તેને બીજાએ પુછ્યું કે આ ભાગ "તુમને કોનસેં દીન કાટા" ? ત્યારે તેણે જવાબ દીધો કે એ તો ( કલ-કટ્ટા ), તે ઉપરથી કલકત્તા નામ પડ્યું છે.

સ—હિંદુસ્તાનમાં ફિરંગી લોકોના રાજ્ય કયે કયે ઠેકાણે છે ?

જ—મુંબઈથી દક્ષિણ તરફનું ગોવા, કાઠિઆવાડની દક્ષિણ તરફનું દીવ બંદર, અને ગુજરાતમાં સુરત જીલ્લાની દક્ષિણ તરફનું દમ્મણ. એ ત્રણ ઠેકાણે પોરટુગાલ દેશના ફિરંગી લોકોના રાજ્ય છે.

સ—ઉત્તર તથા દક્ષિણ હિંદુસ્તાન શાથી જૂદા પડે છે ?

જ—વિંધ્યાચળ પર્વત, તથા નર્મદા નદીથી.

સ—દક્ષિણ હિંદુસ્તાનના પશ્ચિમ તથા પૂર્વ કાંઠાને શું કેહે છે ?
જ—પશ્ચિમ કાંઠાનું નામ **મલબાર** કાંઠો, ને પૂર્વ તરફના કાંઠાને **કોરોમાંડળ** કાંઠો કેહે છે.
સ—હિંદુસ્તાનમાં વેપારનાં મુખ્ય બંદરો કયા કયા છે ?
જ—કલકત્તા, મુંબઈ, મદ્રાસ, પોન્ડિચરી, કોલંબો, ત્રિનકોમાલી, પોઇન્ટદીગાલ, કોચીન, કેલિકટ, મંગલૂર કારવાડ, ગોવા, રત્નાગીરી, સુરત, ભાવનગર, દીવ, માંગરોળ, પોરબંદર, ને કરાંચી.
સ—હિંદુસ્તાનમાં બાહાર દેશાવરનો માલ કયા કયા મૂલકથી આવેછે?
જ—એમાં વેપારનો માલ ચીન, સિયામ, સિંગાપોર, અને વિલાયતથી ઘણો આવે છે તેની પેદાશ લોકોને બહુ થાય છે.
સ—હિંદુસ્તાનમાં મોટી મોટી રેલવે કંપનીઓ કઈ કઈ આવી છે ?
જ—ઇસ્ટ ઇન્ડિયા રેલવે, ઇસ્ટર્ન બેંગોલ, ઇસ્ટર્ન જબલપોર, પંજાબ રેલવે, દીલ્લી રેલવે, લાહોર અને રાવલપીંડી, અયોધ્યા ને રોહીલખંડ, મદ્રાસ લાઇન, ગ્રેટ સધર્ન ઇન્ડિયા, ગ્રેટ ઇન્ડિયન પેનિનશુલા, મુંબઈ વડોદરા રેલવે, સિંધ રેલવે, અને સાઉથ ઇસ્ટ રેલવે કંપની.
સ—હિંદુસ્તાનમાં મુખ્ય દેશી રાજ્યો ક્યાં ક્યાં આવેલાં છે ?
જ—ઘણાં ખરા દેશી રાજ્યો **સરહિંદ, માળવા, રજપૂતસ્થાન, બુંદેલખંડ, અને ગુજરાતમાં** છે; પણ બધા કરતાં **નિઝામનું** રાજ્ય દક્ષિણમાં સૌથી મોટું છે.

સ—હિંદુસ્તાનમાં મુખ્ય દેશી રાજ્યો હોય તેનાં નામ દ્યો ?

જ—મણીપુર, કુશબાહાર, સિકિમ, ગોવાળિઅર, ધોળપૂર, ભરતપોર, અલવાર, જેપુર, વીકાનેર, ભાવલપૂર, જેસલમીર, ખેરપુર, જોધપુર, કચ્છ, કાઠિઆવાડ, વડોદરૂં, સિરોહી, ઉદેપુર, બુન્ડી, કોટા, ઇનદોર, ભોપાળ, સતારા, કોલાપુર, સાવંતવાડી, હૈદ્રાબાદ, મહિસૂર, કોચીન, ત્રાવણકોર વગેરે.

સ—ઉપલા દેશી રાજ્યો હિંદુસ્તાનમાં કઇ કઈ જગ્યાએ છે ?

જ—**મણીપુર** (બ્રહ્મ દેશનું)—બંગાળા ઇલાકાની પૂર્વે.

**કુશબાહાર**—ભૂતાનની નૈરૂત્યે.

**સિકિમ**—નેપાલ તથા ભૂતાનની વચ્ચે.

ગોવાળિઅર (સિંધિઆનું)—આગ્રાની દક્ષિણે.

ધોળપુર—આગ્રાની નૈરૂત્યે.

**ભરતપોર**—(જાટ લોકોનું)—આગ્રાની વાયવ્યે.

**અલવાર**—જેપુરની ઇશાને.

**જેપુર**—જોદ્ધપુરની પૂર્વે, ને આગ્રાની પશ્ચિમે.

**વીકાનેર**—જેસલમીરની પૂર્વે.

**ભાવલપુર**—જેસલમીરની ઉત્તરે..

**જેસલમીર**—મારવાડની ઉત્તરે.

**ખેરપુર** (અમીર નવાબનું)—જેસલમીરની પશ્ચિમે.

**જોદ્ધપુર** (મારવાડનું)—અજમેરની પશ્ચિમે.

કચ્છ (રાણા સાહેબનું)—સિંધની અગ્નિ દિશાએ.

**કાઠિઆવાડ** (ખંડિયા રાજાઓનું)—ગુજરાતની પશ્ચિમ તરફનો ભાગ.

**વડોદરૂં** (ગાયકવાડ સરકારનું)—ગુજરાતમાં વિશ્વામિત્રી નદી ઉપર.

**સિરોહી**—ગુજરાતની ઉત્તરે, ને જોદ્ધપુરની દક્ષિણે.

**ઊદેપુર** (મેવાડના રાણાનું)—મેવાડમાં બરાસ નદી ઉપર.

**બુન્ડી**—જેપુરની દક્ષિણે, ને મેવાડની પૂર્વે.

**કોટા**—મેવાડની પૂર્વે, ને બુન્ડીની દક્ષિણે.

**ઈનદોર** (હોલકરનું)—માળવામાં, ઉજ્જનની દક્ષિણે.

**ભોપાળ** (બેગમ સાહેબનું)—માળવામાં ઉજ્જની પૂર્વે.

**સતારા**—પુનાની દક્ષિણે.

**કોલાપુર**—સતારાની દક્ષિણે.

**સાવંતવાડી**—રત્નાગીરીની અગ્નિ તરફ, કોલાપુરની નૈરૂત્યે.

**હૈદ્રાબાદ** (નિઝામના રાજ્યનું)—મદ્રાસ ઈલાકામાં કૃષ્ણાની ઉત્તરે, મુસી નદી ઉપર.

**મહિસૂર**—દક્ષિણમાં, મલબારની ઈશાને.

**કોચીન**—મલબારની દક્ષિણે, દરિઆ કિનારે.

**ત્રાવણકોર**—મદ્રાસ ઈલાકામાં, કોચીનની દક્ષિણે.

સ—ઉપલા રાજ્યોના મૂલકો હિંદુસ્તાનમાં કેવી રીતના છે?

જ—એ અંગ્રેજ સરકારના આસરા તળેના મૂલકો છે.

સ—આસરા તળેના મૂલકો એટલે શું તે સમજાવો?

જ—આસગુ તળેના મૂલકો એટલે જે અંગ્રેજ સરકાર સાથે ખંડિયાતા હોય તે, તથા જેની દેખરેખ અંગ્રેજ સરકાર રાખતી હોય, અને જે અંગ્રેજ સરકારને પુરતું માન આપતા હોય તે.

સ—હિંદુસ્તાનમાં સ્વતંત્ર દેશી રાજ્યો કયા કયા છે?

જ—કાસ્મિર, નેપાલ, ને ભૂતાન.

સ—સ્વતંત્ર દેશી રાજ્યો એટલે કેવા તે સમજાવો?

જ—સ્વતંત્ર દેશી રાજ્યો એટલે પોતાના રાજ્યનો વહિવટ પોતે-જ ચલાવે તે, અને જે કોઇના કોઇ પણ પ્રકારના તાબામાં નહીં તે.

સ—હિંદુસ્તાનમાં સારી હવા લાયક જગ્યાઓ કઇ કઇ છે?

જ—હિમાલયના ડુંગરાની નીચે **સિમલા** એ યુરોપિયનોને રેહેવાની સારી હવા વાળી જગ્યા છે, ને અંહિંઆં હિંદુસ્તાનના ગવરનર જનરલ સાહેબ પણ રેહે છે. બીજી પંજાબમાં જહલમ નદી આગળ **મરી**, અને સિકિમની દક્ષિણે **દારજીલીંગ**, એ પણ સારી હવાવાળી જગ્યા છે. એ શિવાય **માહાબળેશ્વરનો** ડુંગર, **નિલગિરી** પર્વત અને **ડુંગારની** ટેકરી, એ પણ સારી સુખાકારી હવાની જગ્યા છે.

સ—સિંમલા, માહાબળેશ્વરનો ડુંગર, ને નિલગિરી પર્વત એમાં કયા કયા ઇલાકાના લોકો હવા ખાવા જાય છે?

જ—સિમલા શેહેર એ બંગાળા ઇલાકાના લોકોનું હવા ખાવાનું ઠેકાણું; માહાબળેશ્વરનો ડુંગર એ મુંબઈ ઇલાકાના લોકોનું હવા ખાવાનું ઠેકાણું; ને નિલગિરી પર્વત એ મદ્રાસ ઇલાકાના લોકોનું હવા ખાવાનું ઠેકાણું છે.

સ—સિમલા, માહાબળેશ્વરનો ડુંગર, ને નિલગિરી પર્વત એ હિંદુસ્તાનમાં કયે ઠેકાણે આવ્યા છે?

જ—સિમલા એ હિમાલયના ડુંગરાની નીચે સતલજ નદી આગળ લુધિઆનાની પાસે છે; માહાબ્લેશ્વરનો ડુંગર દક્ષિણમાં પુના સતારાની પાસે છે; ને નિલગિરી પર્વત દક્ષિણમાં મહિસૂરની દક્ષિણે છે.

સ—હિંદુસ્તાનમાં બ્રિટિશ એટલે અંગ્રેજી રાજ્યના સૌથી ઉપરી અમલદાર કોણ હોય છે?

જ—એ રાજ્યના સૌથી ઉપરી અમલદાર ગવરનર જનરલ છે.

સ—હિંદુસ્તાનના ગવરનર જનરલ સાહેબને શું કેહે છે?

જ—હિંદુસ્તાનના ગવરનર જનરલ સાહેબ તે હિંદુસ્તાનના સૌથી મોટા રાજ્યાધિકારી એટલે તેમને હિંદુસ્તાનની સરકાર કેહે છે, અને તેઓ વાયસરોય કે રાજ્ય પ્રતિનિધી કેહેવાય છે.

સ—કાશ્મિર, સિરોહી, પાટણ, માંગરોળ, માળવા, બરાનપોર, થાણા, પૈઠણ, નાગપોર, મુર્શિદાબાદ, ધાકા, ઓરિસા, ગોવળકોંડા, મછલીપટ્ટણ, મલબાર એ પ્રાંતો તથા શેહેરો ક્યાં છે, ને તે શાને વાસ્તે નામીચાં છે?

જ—કાશ્મિર—હિંદુસ્તાનની ઉત્તરે, જેહલમ નદી ઉપર, **શાલને** વાસ્તે નામીચું.

**સિરોહી**—ગુજરાતની ઉત્તરે આબુની પાસે, **તરવાર.**

**પાટણ**—ગુજરાતમાં ડીસાની દક્ષિણે સરસ્વતી નદી ઉપર, **પટોળાં ને સુડી.**

**માંગરોળ**—કાઠિઆવાડની દક્ષિણે, **સોપારી.**

**માળવા**—ગુજરાતની પૂર્વે, **અફીણ.**

**બરાનપુર**—ખાનદેશની પૂર્વે તાપી નદી ઉપર, **સેલારસ.**

**થાણા**—ગુજરાતની દક્ષિણે, વસઈની પૂર્વે, **બોટીયાં.**

**પૈઠણ**—માહારાષ્ટ્રમાં ગોદાવરી નદી ઉપર, **પાઘડીઓ.**

**નાગપોર**—વરાડ પ્રાંતમાં ઉમરાવતીની પૂર્વે, **ધોતીયાં.**

**મુર્શિદાબાદ**—બંગાળા ઈલાકામાં ભાગીરથી નદી ઉપર, વેપારનાં **કારખાનાં.**

**ઢાકા**—બંગાળા ઇલાકામાં ભાગીરથી તથા બ્રહ્મપુત્રા નદી વચ્ચે, વેપારનાં **કારખાનાં.**

**ઓરિસા**—બંગાળા ઇલાકામાં નૈરૃત્યે, **હીરા.**

**ગોવળકોંડા**—મદ્રાસ ઈલાકામાં નિઝામની પૂર્વે, **હીરા.**

**મછલીપટ્ટણ**—મદ્રાસ ઈલાકામાં દરિઆ કાંઠે, ગોદાવરી તથા કૃષ્ણાના મુખ આગળ, **મલમલ.**

**મલબાર**—મહિસૂરની પશ્ચિમે દરિઆ કાંઠે, **લાકડાં ને મરી.**

સ—શીખ લોકોની, મોગલ લોકોની, સિંધિઆની, મારવાડની,

મેવાડની, વિક્રમ રાજાની, હોલકરની, ખાનદેશની, બીરારના રાજાની, માહારાષ્ટ્ર અથવા પેશવાની, તૈલંગણની, નિઝામના રાજ્યની, ફિરંગી લોકોની, ઉત્તર કેનેડાની, અને ફ્રેન્ચ લોકોની રાજધાની કઈ અને તે ક્યાં છે?

જ—શીખ લોકોની રાજધાની **અમૃતસર**, પંજાબ ઇલાકામાં બીઆસ ને રાવી નદી વચ્ચે.

મોગલ લોકોની **દીલ્હી**, પંજાબ ઇલાકામાં જમના નદી ઉપર.

સિંધિઆની **કનોજ** ને **ગોવાલિઅર**; કનોજ આગ્રાની પૂર્વે, ને ગોવાલિઅર આગ્રાની દક્ષિણે.

મારવાડની **જોદ્ધપુર**, અજમેરની પશ્ચિમે.

મેવાડની **ઊદેપુર**, સિરોહીની દક્ષિણે.

વિક્રમ રાજાની **ઊજ્જન**, માળવામાં ક્ષિપ્રા નદી ઉપર.

હોલકરની **ઈનદોર**, માળવામાં ઉજ્જનની દક્ષિણે.

ખાનદેશની **ધુળે (ધુળીઆ)**, માહારાષ્ટ્રમાં પાંજરા નદી ઉપર.

બીરારના રાજાની **નાગપોર**, વરાડ પ્રાંતમાં ઉમરાવતીની પૂર્વે.

માહારાષ્ટ્ર અથવા પેશવાની **પુના**, માહારાષ્ટ્રમાં મૂળમુઠા ઉપર.

તૈલંગણની **વારંગુળ**, નિઝામના રાજ્યમાં હૈદ્રાબાદની ઇશાને.

નિઝામના રાજ્યની **હૈદ્રાબાદ**, મદ્રાસ ઇલાકામાં કૃષ્ણાની ઉત્તરે, મુસી નદી ઉપર.

ફિરંગી લોકોની **ગોવા**, માહારાષ્ટ્રમાં સાવંતવાડીની દક્ષિણે.

ઉત્તર કેનેડાની **હોનાવર**, માહારાષ્ટ્રમાં ગોવાની દક્ષિણે.

ફ્રેન્ચ લોકોની પોન્ડિચરી, મદ્રાસની દક્ષિણે.

સ—હિંદુસ્તાનનું રાજ્ય ઇસ્ટ ઇંન્ડિયા કંપની પાસે હતું તે આપણા માહા રાણી સાહેબે પોતાના હાથમાં ક્યારે લીધું ?

જ—તારીખ ૧લી નવેમબર સન ૧૮૫૮ ને રોજ.

સ—હિંદુસ્તાનની લંબાઇ પોહોળાઇ કેટલી છે તે કોહો ?

જ—ઉત્તરે કાશ્મિર પ્રાંતથી દક્ષિણે કેપ કન્યાકુમારી સુધી એ દેશની લંબાઇ આસરે ૧૯૦૦ માઇલ, ને પશ્ચિમે સિંધથી તે પૂર્વે આસામના મૂલક સુધી પોહોળાઈ આસરે ૧૮૦૦ માઇલ છે.

સ—હિંદુસ્તાનનું ક્ષેત્રફળ, તથા વસ્તી કેટલી છે તે કોહો ?

જ—ક્ષેત્રફળ આસરે ૧૫,૮૨૧૨૦ ચોરસ માઇલ, ને વસ્તી આસરે ૨૫ કરોડ માણસની છે.

સ—હિંદુસ્તાનની મુખ્ય પેદાશ શું થાય છે તે કોહો ?

જ—અફીણ, કપાસ, કોયલા, ખાંડ, ગળી, ચાહા, તમાકુ, ત્રાંબું, લોઢું, સોનું, મીઠું, રેશમ, સુરોખાર, હાથી દાંત, હીરા, મોતી, ને શાલો બનાવવાનું ઉન; તેમજ સાગ, સીસમ, સુખડ વગેરેનાં લાકડાં, તથા તાડ, નાળિએરી, સોપારી, ને તેજાનાનાં ઝાડ પણ પુષ્કળ થાય છે.

સ—હિંદુસ્તાનમાં શાલો બનાવવાનું ઉન ને હીરા એ કયા પ્રાંતમાં સારા નિપજે છે ?

જ—કાશ્મિરમાં શાલો બનાવવાનું ઉન સારૂં થાય છે તેથી ત્યાંની શાલ ઘણી સારી વખાણાય છે, ને મદ્રાસ ઇલાકામાં ગોવલકોંડા તથા ઓરિસા પ્રાંતમાં હીરા ઘણા સારા નિપજે છે.

# હિંદુસ્તાનના મુખ્ય શેહેરોની, તથા શેહેરોને લગતા કસબાની વસ્તીનો આસરો.

| | | |
|---|---|---|
| મુંબઇ. | ૬૪૪૦૦૦ | આરબી સમુદ્રમાં કોકણ પટીના કિનારા ઉપર, બેટમાં. |
| મદ્રાસ. | ૪૦૦૦૦૦ | બંગાળાના ઉપસાગરમાં, દરિઆ કાંઠે. |
| કલકત્તા. | ૪૪૮૦૦૦ | બંગાળા ઇલાકામાં, હુગલી નદી ઉપર. |
| લખનૌ. | ૩૦૦૦૦૦ | આગ્રા ઇલાકામાં, ગોમતી નદી ઉપર. |
| પાટણા. | ૨૮૪૦૦૦ | બંગાળા ઇલાકામાં, ભાગીરથીને કાંઠે. |
| હૈદ્રાબાદ. | ૨૦૦૦૦૦ | મદ્રાસ ઇલાકામાં, કૃષ્ણાને મળનારી મુસી નદી ઉપર. |
| કાશી. | ૧૮૪૦૦૦ | અલ્લાહાબાદની પૂર્વે, ગંગાને કાંઠે. |
| મુર્શિદાબાદ. | ૧૬૫૦૦૦ | બંગાળા ઇલાકામાં, ભાગીરથીને કાંઠે. |
| દીલ્હી. | ૧૬૦૦૦૦ | પંજાબ ઇલાકામાં, જમના નદી ઉપર. |
| વડોદરૂં. | ૧૩૦૦૦૦ | ગુજરાતમાં, વિશ્વામિત્રી નદી ઉપર. |
| અમદાવાદ. | ૧૧૬૦૦૦ | ગુજરાતમાં, સાબરમતી નદી ઉપર. |
| નાગપોર. | ૧૧૫૦૦૦ | ઇલીચપુરની પૂર્વે, વરાડ પ્રાંતમાં. |
| કાનપોર. | ૧૧૦૦૦૦ | લખનૌની નૈરૂત્યે, ગંગાને કાંઠે. |
| બરેલી. | ૧૧૦૦૦૦ | આગ્રાની ઇશાને, રામગંગાની શાખા પર. |
| સુરત. | ૧૦૭૦૦૦ | ગુજરાત પ્રાંતમાં, તાપી નદી ઉપર. |
| લાહોર. | ૧૦૦૦૦૦ | પંજાબ ઇલાકામાં, રાવી નદી ઉપર. |
| ફૈજાબાદ. | ૧૦૦૦૦૦ | લખનૌની પૂર્વે, ગોમતી નદી ઉપર. |
| ભરતપોર. | ૧૦૦૦૦૦ | આગ્રાની પશ્ચિમે. |
| આગ્રા. | ૧૦૦૦૦૦ | આગ્રા ઇલાકામાં, જમના નદી ઉપર. |
| અમૃતસર. | ૯૦૦૦૦ | પંજાબમાં, બીઆસ ને રાવી નદી વચ્ચે. |

| | | |
|---|---|---|
| તંજાુર. | ૮૦૦૦૦ | મદ્રાસ ઇલાકામાં. મધુરાની દક્ષિણે. |
| મીરજાપોર. | ૮૦૦૦૦ | એલાહાબાદની અગ્નિએ, ગંગાને કાંઠે. |
| મૂલતાન. | ૮૦૦૦૦ | પંજાબ ઇલાકામાં. ચીનાબ નદી ઉપર. |
| તંજાવર. | ૮૦૦૦૦ | ત્રિચિનોપોલીની પૂર્વે, કાવેરીની શાખા પર. |
| જોદ્ધપુર. | ૮૦૦૦૦ | મારવાડમાં, સિરોહીની ઉત્તરે. |
| પુના. | ૮૦૦૦૦ | માહારાષ્ટ્રમાં, મૂળમુઠા નદી ઉપર. |
| ધાકા. | ૬૭૦૦૦ | ભાગીરથી તથા બ્રહ્મપુત્રા નદી વચ્ચે. |
| ફરૂકાબાદ. | ૬૬૦૦૦ | કનોજની ઇશાને, ગંગાને કાંઠે. |
| એલાહાબાદ. | ૬૫૦૦૦ | ગંગા તથા જમનાના સંગમ ઉપર. |
| સાજાનપોર. | ૬૫૦૦૦ | આગ્રા ઇલાકામાં, બરેલીની અગ્નિએ. |
| ઝાંસી. | ૬૦૦૦૦ | બુંદેલખંડમાં, ગોવાળિઅરની દક્ષિણે. |
| ઔરંગાબાદ. | ૬૦૦૦૦ | ગોદાવરી નદી ઉપર, પૈઠણની ઉત્તરે. |
| મહિસૂર. | ૬૦૦૦૦ | મદ્રાસ ઇલાકામાં, મલબારની પૂર્વે. |
| કરાંચી. | ૫૫૦૦૦ | સિંધ પ્રાંતમાં, સિંધુ નદી ઉપર. |
| પેશાવર. | ૫૪૦૦૦ | પંજાબ ઇલાકામાં, અટકની પશ્ચિમે. |
| આર્કાટ. | ૫૪૦૦૦ | વેલુરની પૂર્વે, પાલાર નદી ઉપર. |
| બરદવાન. | ૫૪૦૦૦ | બંગાળા ઇલાકામાં. કલકત્તાની વાયવ્યે. |
| કોલંબો. | ૫૦૦૦૦ | લંકામાં નૈરૂત્યે, દરિઆ કિનારે. |
| મથુરા. | ૫૦૦૦૦ | આગ્રા ઇલાકામાં, જમના નદી ઉપર. |
| વેલુર. | ૫૦૦૦૦ | મદ્રાસ ઇલાકામાં, આર્કાટની પશ્ચિમે. |
| વીકાનેર. | ૫૦૦૦૦ | પંજાબની દક્ષિણે, ભાવલપૂરની પૂર્વે. |
| ખટમેન્ડુ. | ૫૦૦૦૦ | સિકિમની પશ્ચિમે, ગોરકપુરની ઇશાને. |
| લુધિઆના. | ૪૭૦૦૦ | સતલજ નદીની પાસે, સિમલાની પશ્ચિમે. |
| ગયાજી. | ૪૩૦૦૦ | બંગાળા ઇલાકામાં, પાટણાની દક્ષિણે. |
| જુનાગઢ. | ૪૦૦૦૦ | કાઠિઆવાડમાં. ગીરનાર પર્વતની પાસે. |
| કટક. | ૪૦૦૦૦ | બંગાળા ઇલાકામાં, માહા નદી ઉપર. |

| | | |
|---|---|---|
| ભરૂચ. | ૩૭૦૦૦ | ગુજરાત પ્રાંતમાં, નર્મદા નદી ઉપર. |
| માંડવી. | ૩૬૦૦૦ | કચ્છ પ્રાંતમાં, ભુજની દક્ષિણે, મોટું બંદર. |
| જેસલમીર. | ૩૫૦૦૦ | ભાવલપૂરની દક્ષિણે. |
| ખંભાત. | ૩૪૦૦૦ | ગુજરાત પ્રાંતમાં, મહી નદી ઉપર. |
| ચંદ્રનગર. | ૩૨૦૦૦ | બંગાળા ઇલાકામાં, શ્રીરામપોરની ઉત્તરે. |
| બેલ્લારી. | ૩૧૦૦૦ | મદ્રાસ ઇલાકામાં, કર્ણુલની નૈરૂત્યે. |
| જગન્નાથ. | ૩૦૦૦૦ | બંગાળા ઇલાકામાં દક્ષિણે, દરિઆ કાંઠે. |
| અકબરાબાદ. | ૩૦૦૦૦ | બંગાળા ઇલાકામાં, ભાગીરથીને કાંઠે. |
| ત્રિચિનોપલી | ૩૦૦૦૦ | મદ્રાસ ઇલાકામાં, કાવેરી નદી ઉપર. |
| ત્રિનકોમાલી | ૩૦૦૦૦ | લંકામાં ઇશાન તરફ, દરિઆ કાંઠે. |
| પોન્ડિચરી. | ૩૦૦૦૦ | મદ્રાસની દક્ષિણે, દરિઆ કાંઠે. |
| ભાવનગર. | ૩૦૦૦૦ | કાઠિઆવાડમાં અગ્નિ ખૂણે, ઘોઘાની પાસે. |
| મીરત. | ૩૦૦૦૦ | આગ્રા ઇલાકામાં, દીલ્હીની ઇશાને. |
| શિકારપૂર. | ૩૦૦૦૦ | સિંધુ નદી પાસે, ખૈરપુરની ઉત્તરે. |
| મછલીપટ્ટણ. | ૨૮૦૦૦ | ગોદાવરી તથા કૃષ્ણાના મુખ પાસે. |
| નાશીક. | ૨૬૦૦૦ | માહારાષ્ટ્રમાં, ગોદાવરી નદી ઉપર. |
| કડી. | ૨૫૦૦૦ | ગુજરાત પ્રાંતમાં, પાટણની દક્ષિણે. |
| અજમેર. | ૨૫૦૦૦ | રજપૂતસ્થાનમાં, જોધપુરની પૂર્વે. |
| બાહાર. | ૨૫૦૦૦ | બંગાળા ઇલાકામાં, પાટણાની અગ્નિ તરફ. |
| ત્રાંકવિબાર. | ૨૫૦૦૦ | મદ્રાસ ઇલાકામાં, તંજાવરની પૂર્વે. |
| નડિઆદ. | ૨૫૦૦૦ | ગુજરાત પ્રાંતમાં, ખેડાની અગ્નિ તરફ. |
| હૈદ્રાબાદ. | ૨૪૦૦૦ | સિંધ પ્રાંતમાં, ખૈરપુરની દક્ષિણે. |
| ભુજ. | ૨૪૦૦૦ | કચ્છની રાજધાની, માંડવીની ઉત્તરે. |
| પાણીપત. | ૨૧૦૦૦ | પંજાબ ઇલાકામાં, દીલ્હીની ઉત્તરે. |
| ધોળકા. | ૨૦૦૦૦ | ગુજરાત પ્રાંતમાં, અમદાવાદની દક્ષિણે. |
| ભાવલપૂર. | ૨૦૦૦૦ | પંજાબની દક્ષિણે, ઘારા નદી ઉપર. |

| | | |
|---|---|---|
| કોચીન. | ૨૬૦૦૦ | મદ્રાસ ઇલાકામાં, કેલિકટની દક્ષિણે. |
| બરાનપોર. | ૨૦૦૦૦ | ખાનદેશની પૂર્વે. તાપી નદી ઉપર. |
| પંઢરપુર. | ૨૦૦૦૦ | માહારાષ્ટ્રમાં. ભીમા નદી ઉપર. |
| પોરબંદર. | ૨૦૦૦૦ | ગુજરાતમાં, કાઠિઆવાડની દક્ષિણે. |
| ટાલચરી. | ૨૦૦૦૦ | કાનાનૂરની દક્ષિણે, દરિઆ કાંઠે. |
| મંગલૂર. | ૨૦૦૦૦ | ગોવાની દક્ષિણે, દરિઆ કિનારે. |
| નલ્લુર. | ૨૦૦૦૦ | મદ્રાસની ઉત્તરે, પનાર નદી ઉપર. |
| કર્ણુલ. | ૨૦૦૦૦ | મદ્રાસ ઇલાકામાં, કૃષ્ણા નદી ઉપર. |
| ગંતૂર. | ૨૦૦૦૦ | મદ્રાસ ઇલાકામાં. કૃષ્ણા નદી ઉપર. |
| વીરમગામ. | ૨૦૦૦૦ | ગુજરાત પ્રાંતમાં, અમદાવાદની પશ્ચિમે. |
| પાલણપોર. | ૧૮૦૦૦ | ગુજરાતની ઉત્તર તરફ, ડીસાની પૂર્વે. |
| રાજમંદ્રિ. | ૧૬૦૦૦ | મદ્રાસ ઇલાકામાં, ગોદાવરી નદી ઉપર. |
| કનોજ. | ૧૬૦૦૦ | આગ્રા ઇલાકામાં, ગોવાળિયરની પૂર્વે. |
| દીનાપુર. | ૧૬૦૦૦ | પાટણાની પાસે, ભાગીરથી નદીને કાંઠે. |
| રાવલપીંડી. | ૧૬૦૦૦ | પંજાબ ઇલાકામાં, અટકને અગ્નિ ખૂણે. |
| કેલિકટ. | ૧૫૦૦૦ | મદ્રાસ ઇલાકામાં, કાનાનૂરની દક્ષિણે. |
| ઇનદોર. | ૧૫૦૦૦ | માળવામાં, ઉજ્જનની દક્ષિણે. |
| વિજયનગર. | ૧૫૦૦૦ | મદ્રાસ ઇલાકામાં, વિજગાપટ્ટણની ઉત્તરે. |
| જંબૂસર. | ૧૫૦૦૦ | ગુજરાત પ્રાંતમાં, ભરૂચ જીલ્લાની ઉત્તરે. |
| ઉમરેઠ. | ૧૪૦૦૦ | ગુજરાત પ્રાંતમાં. ખેડા જીલ્લાની પૂર્વે તરફ. |
| રાધણપોર. | ૧૪૦૦૦ | ગુજરાત પ્રાંતમાં. બનાસ નદી ઉપર. |
| કપડવંજ. | ૧૪૦૦૦ | ગુજરાત પ્રાંતમાં, ખેડા જીલ્લાની ઉત્તરે. |
| શ્રીરંગપટ્ટણ | ૧૩૦૦૦ | મદ્રાસ ઇલાકામાં. કાવેરી નદી ઉપર. |
| શ્રીરામપોર. | ૧૩૦૦૦ | બંગાળા ઇલાકામાં. હુગલી નદીને કાંઠે. |
| ખેડા. | ૧૩૦૦૦ | ગુજરાતમાં, વાત્રક ને શેઢીના સંગમ ઉપર. |
| ધોળેરા. | ૧૨૦૦૦ | ગુજરાતમાં, ધંધુકાની દક્ષિણે મોટું બંદર. |

| | | |
|---|---|---|
| હોનાવર. | ૧૨૦૦૦ | દક્ષિણ માહારાષ્ટ્રમાં. કેનેડાનું મુખ્ય શેહેર. |
| થાનેશ્વર. | ૧૨૦૦૦ | આગ્રા ઇલાકામાં, જમનાની પાસે. |
| થાણા. | ૧૨૦૦૦ | ગુજરાત પ્રાંતના સુરત જીલ્લાની દક્ષિણે. |
| બોરસદ. | ૧૨૦૦૦ | ગુજરાત પ્રાંતમાં, ખેડા જીલ્લાની દક્ષિણે. |
| ગોધરા. | ૧૧૦૦૦ | પંચમાહાલ જીલ્લામાં, ઉમરેઠની પૂર્વે. |
| દાહોદ. | ૧૧૦૦૦ | પંચમાહાલ જીલ્લામાં. ગોધરાની પૂર્વે. |
| વલસાડ. | ૧૧૦૦૦ | સુરત જીલ્લાની દક્ષિણે, ઓરંગા નદી પર. |
| મહુધા. | ૧૧૦૦૦ | ખેડા જીલ્લામાં, નડિઆદની ઉત્તરે. |
| ગોવા. | ૧૦૦૦૦ | દક્ષિણ માહારાષ્ટ્રમાં, સાવંતવાડીની દક્ષિણે. |
| સાવંતવાડી | ૧૦૦૦૦ | દક્ષિણ માહારાષ્ટ્રમાં, ગોવાની ઉત્તરે. |
| રાંદેર. | ૧૦૦૦૦ | ગુજરાતના સુરત જીલ્લામાં, તાપી ઉપર. |
| ધંધુકા. | ૧૦૦૦૦ | ગુજરાત પ્રાંતમાં. ધોળેરાની ઉત્તરે. |
| ઠઠ્ઠા. | ૧૦૦૦૦ | સિંધ પ્રાંતમાં, સિંધુ નદી ઉપર. |
| ઇડર. | ૧૦૦૦૦ | ગુજરાતમાં, પાટણની પૂર્વે. |
| ઘોઘા. | ૧૦૦૦૦ | ગુજરાતમાં. ભરૂચ જીલ્લાની પશ્ચિમે. |
| અંકલેસર. | ૯૦૦૦ | ભરૂચની દક્ષિણે, ઓરપાડની ઉત્તરે. |
| આણંદ. | ૯૦૦૦ | ખેડા જીલ્લામાં, ઓડ ઉમરેઠની પાસે. |
| અયોધ્યા. | ૮૦૦૦ | આગ્રા ઇલાકામાં, ગોગ્રા નદી ઉપર. |



# ખબર.

નીચે લખેલી ચોપડીઓ **સુરત**માં ચોક બજાર, નાણાવટ, અને ભાગા તળાવના બુક સેલરો; **મુંબઈ**માં કાળકાદેવી આગળ દામોદરદાસ ઇશ્વરદાસ તથા શેરીઆરજી હોરમજજી બુક સેલરો. ધોબી તળાવ આગળ એરચશા બેજનજી કરાણી બુક સેલર. કોટમાં જાહાંગીરજી બેજનજી કરાણી તથા સાપુરજી ફરામજી માંડણ બુક સેલરો; **પુના**માં સદર બજારમાં છગનલાલ ખોડીદાસ માસ્તર; **વલસાડ**માં દ્વારકાદાસ પરભુદાસ બુક સેલર; **ભરૂચ**માં કતોપોરના બજારમાં કાગદી કાદરભાઇ ચાંદાભાઇ બુક સેલર; **અમદાવાદ**માં દાણાપીઠમાં યુનાઇટેડ કંપની પ્રેસના મેનેજર; **રાજકોટ**માં પરીખ લખમીચંદ ઉત્તમચંદ બુક સેલર; અને **કરાંચી**માં કાંપના બુક સેલર પાસેથી વેચાતી મળશે. ચોપડીઓના કમીશન વગેરેનો બંદોબસ્ત કરવો હોય તો સુરત સગરામપરે મી૦ ફકીરભાઇ કાસીદાસને પોસ્ટપેડ કાગળથી લખી જણાવવું.

| | | | |
|---|---|---|---|
| ૦—૧—૬ | ગુજરાતી પેહેલી ચોપડીના અર્થ. | ૦—૨—૦ | સુરત જીલ્લાની ભૂગોળ. |
| | | ૦—૧—૬ | મુંબઇ ઇલાકાની ભૂગોળ. |
| ૦—૨—૦ | ગુ૦ બીજીના અર્થ. | ૦—૩—૦ | હિંદુસ્તાનની ભૂગોળ. |
| ૦—૩—૦ | ગુ૦ ત્રીજીના અર્થ. | ૦—૩—૬ | રાજાઓની વંશાવળી. |
| ૦—૪—૬ | ગુ૦ ચોથીના અર્થ. | ૦—૬—૬ | દોહેડા સંગ્રહ. |
| ૦—૫—૦ | ગુ૦ પાંચમીના અર્થ. | ૦—૩—૦ | ચિત્રપોથી. |
| ૦—૬—૦ | ગુ૦ છઠ્ઠીના અર્થ. | ૦—૧—૦ | આંકની ચોપડી. |
| ૦—૭—૦ | ગુ૦ સાતમીના અર્થ. | ૦—૧—૦ | કોષ્ટકની ચોપડી. |

એ શિવાય અંગ્રેજી બુકોના [illegible] મીનિંગો પણ મળશે.